શ્રી

# નૂરજહાન નાટકનાં ગાયનો.

## શ્રી દેશી નાટક કંપની લીમીટેડ

આવૃત્તિ ૧ લી



અમદાવાદ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
દેવીદાસ છગનલાલ પરીખે છાપી.
ઠે. સલાપોસ દરવાજે.

સંવત ૧૯૬૫. સને ૧૯૦૯.

કીંમત ૦-૨-૦ ( બે આના. )

# પ્રસ્તાવના.

---

આ નાટક પ્રથમ ઉરદુ ભાષામાં ભજવવા તૈયાર કરવા માંડયું હતું; પરંતુ આ કંપની તેના પ્રયોગો મુખ્યત્વે કરીને ગુજરાતના પ્રદેશમાં જ ભજવતી હોવાથી તેમજ તેનો લાભ લેનાર અમારા ગુજરાતીભાઈઓ જ વિશેષ હોવાથી, કેટલાક અમારા શુભેચ્છકો અને મિત્રોની સલાહથી, ગુજરાતી ભાષામાં તૈયાર કરી પ્રજા સમક્ષ મુકવા અમે દુરસ્ત ધાર્યું છે, અને સર્વને પ્રિયકર થઈ પડે એમ આશા રાખવામાં આવે છે.

એજન્ટસ

**શ્રી દેશી નાટક કંપની લીમીટેડ**

श्री पार्श्वनाथाय नमः

# શ્રી 'નૂરજહાન' નાટકનો ટૂંક સાર.

---

## અંક પહેલો.

મંગળાચરણ—

**પ્રવેશ ૧ લો**—કંદહારના રેતીના રણમાં આયાસ તથા અમીનાની દુઃખમય સ્થીતિ, બાળકીનો જન્મ, દુકાળમાં અધીક માસ, પુત્રીનો ત્યાગ, સર્પ ફેણ, અમીનાનું મરણ, આયાસ મુર્છાગત, વણઝારાની પોઠનું આવવું અને આયાસને આશ્વાસન.

**પ્રવેશ ૨ જો**—રાજમશ્કરા રમુજનો રમુજી રંગ, શાહાજાદા સલીમના નીચ પાસવાન સાથે રમત ગમત, શહેનશાહ અકબરના મહાન કરીરત્ન ફૈજીની કુલટા ઔરત રઝીયાનું આગમન, ખાનગી મસલત, સલીમ તથા રઝીયાની ઇશ્કબાજી, રમુજનો બળાપો.

**પ્રવેશ ૩ જો**—ચૌદ વર્ષનો વીલંબ, અકબરશાહના દરબારમાં ઉમરાવપદે આયાસખાન, રણમાં જન્મેલી બાળકીનું નામ પાડવાની ખુશાલીની મીજલસનું શાહને આમંત્રણ, શાહાજાદા સલીમના હવાઇ વિચારો, પિતાશ્રીના ફરમાન મુજબ આમંત્રણમાં જવાની તૈયારી.

**પ્રવેશ ૪ થો**—મીજલસ, 'મ્હેરૂન્નિસા' નામ પાડવું, મેમાનોની મેમાનગીરી, સલીમની ઇચ્છા પ્રમાણે મ્હેરને ગાવાનું ફરમાન, હુકમને આધીન ઉમરાવજાદી, પ્રથમ પ્રેમદર્શન.

**પ્રવેશ ૫ મો**—મીજલસમાંથી પાછો આવતો સલીમ, પાસવાનથી શાંતવન, મ્હેરને ગમે તે પ્રકારે મેળવવા હવાઇ વિચારો, મ્હેર પર સલીમની ચીઠી, ગાણું, ગમ્મત.

**પ્રવેશ ૬ ઠો**—સ્વપ્નાવસ્થામાં પ્રેમમસ્ત મ્હેર, દાસીને સલીમ માની તેની સાથે પ્રેમ ગમ્મત, પ્રગટ થતાં ચીડાવું, મ્હેરની ઉન્માદ અવસ્થા, બુઢીયાનું સલીમની ચીઠ્ઠી લેઇ અતર સુરમો વેચવાને બ્હાને આવવું, ચીઠીનું આપવું. યમુનાતટપર મળવા સંકેત.

**પ્રવેશ ૭ મો**—રાજમશ્કરો રમુજ, તથા તેની ઓરત રમુજી તથા બેટા રમકડાખાન, ચોરોનું ચોરી કરવા આવવું, રમુજની ચાલાકીથી ચોરનું પકડાવું.

**પ્રવેશ ૮ મો**—યમુનાતટ, મ્હેરની વાટ જોતો પ્રેમઘેલો સલીમ, હોડીમાં બેસી મ્હેરનું આવવું, વાતચીત, પ્રથમ પિતાશ્રીની સમ્મતી અને પછી પ્રેમ સ્વીકાર, સલીમની નાસીપાસી, જુદા પડવું, ટેબ્લો.

---

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સલીમની વાટ જોતી રજીઆ, સલીમનું આવવુ, મહોબતમસ્તી, રૈજીનું નજરો નજર જોવું, રજીયાને કેદ અને શાહાજાદાને ધીટકાર, કચેરીમાં શહેનશાહને જાહેર કરવા જવું.

**પ્રવેશ ૨ જો**—રમુજ રમુજી, શાહાજાદા માટે બળાપો, યુક્તિથી રમુજ લગાવી બાદશાહ બેગમને ખુશ કરવાનો કિસ્સો, ફતેહ, આનંદ,

**પ્રવેશ ૩ જો**—મ્હેર, ભવિષ્યવેત્તાના વેષે સલીમ, મેળાપ, પ્રેમયાચના, એજ કહેણુ કે 'પ્રથમ મુરબ્બીની સમ્મતી અને પછી પ્રેમ સ્વીકાર, આયાસનુ આવવું, મ્હેર માટે માગણી, શહેનશાહ અકબરની મરજી ઉપર વિચાર.

**પ્રવેશ ચોથો**—અકબરશાહની કચેરી, નાચ, રૈજીનુ આવવું, ફરીઆદ, શાહજાદા માટે શાહનો સંતાપ, મેવાડના રાણા પ્રતાપની ચઢાઇ વિષે ચિતોડના સુબાનો પત્ર, માનસીંહથી વધુ ઉશ્કેરણી અને ઝ્હેરમાં વધારો, ચતુર બીરબલે કાઢેલો તોડ, સલીમની સરદારી નીચે માનસીંહને મોટા લશ્કર સાથે વિદાય થવા ફરમાન, મ્હેરને શેર અફગાન સાથે વરાવવા શાહની આયાસખાનને જણાવેલી મરજી, આયાસખાને કરેલો સ્વીકાર, શેર અફગાનની બર્દવાનના સુબા તરીકે નવી નીમણુંક.

**પ્રવેશ ૫ મો**—આયાસખાન, યુક્તીથી મ્હેરના સલીમ પ્રત્યેના વલણુનો ફેરફાર, મ્હેરની મુનસફી ઉપર વિચાર, શેર અફગાનનું આવવું અને બર્દવાન જવા તેયારી.

**પ્રવેશ ૬ ઠો**—મેવાડના રાણા પ્રતાપ તથા સલીમ વચ્ચે યુદ્ધ, મેવાડીઓનો યુદ્ધોત્સાહ, રજપૂતોની હાર.

**પ્રવેશ ૭ મો**—પ્રતાપના રણમાંથી નાશી ગયાથી સલીમની બેચેની, દીલ્લીથી મ્હેર તથા શેરના લગ્નની ખબરથી બેચેનીમાં વધારો અને બાપ સામે બંડ કરવા નિશ્ચય, છાવણી સાથે ઉપડવા હુકમ.

**પ્રવેશ ૮ મો**—મુસલમીન અમીરોની અકબર વિરૂદ્ધ લાગણી.

**પ્રવેશ ૯ મો**—અકબરશાહની મરણ પથારી, સલીમ માટે બળાપો, સલીમનું છેવટે સમજવું અને આવવું. માગેલી માફી અને તેનો સ્વીકાર અને રાજ્યાભિષેકની નિશાની તરીકે તરવારની ભેટ, સલીમને શાહનો બોધ અને તે પ્રમાણે વર્તવા સલીમની પિતાપ્રત્યે પ્રતિજ્ઞા, મુગલાઈનું ભવિષ્ય, અકબરનું મરણ.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સલીમ 'જહાંગીરશાહ' તરીકે શહેનશાહ, મ્હેરની લાગણી, ગમે તે પ્રકારે મ્હેરને મેળવવા નિશ્ચય, વિશ્વાસુ ફહીમનને કામ પાર પાડવા બંદેવાન મોકલવી, પાછળથી મિત્રને મોકલવો અને કોઇ પણ ઉપાયે મ્હેરને લાવવા ફરમાન.

**પ્રવેશ ૨ જો**—મ્હેર તથા સાહેલીઓ, ગમ્મત.શેરનું પધારવું, પ્રેમ વિનોદ, ફહીમનનું નોકરી માટે આવવું અને પાકશાળાની ઉપરી તરીકે નીમણુક, શેરનું શાહના સૂબાને મેમાન તરીકે સામે લેવા જવું અને ઉત્તમ ભોજન માટે તૈયારીઓ કરવા કહેતા જવું.

**પ્રવેશ ૩ જો**—નિમક હરામ ફહીમનના સ્વાર્થી વિચારોનું એક વિશ્વાસુ નિમકહલાલ દાસીથી સાંભળવું, શેરને ખબર આપવા જવું.

**પ્રવેશ ૪ થો**—શેર તથા મેમાન, ખાણા ઉપર દાસી મારફતે પુલાવમાં ઝેરની ખબર, ફરેબી ફહીમનને પકડી મંગાવવી, સખ્ત સજા, શેર તથા મેમાન વચ્ચે તકરાર, છેવટે મારામાર અને શેરનું ખુન, મ્હેરનું આવવું અને મેમાનને ઠાર કરવો, આપઘાતની તૈયારી, ફરેબી ફહીમનથી બચાવ.

**પ્રવેશ ૫ મો**—વિરહવિલાપમાં સલીમ, ફહીમનથી ખબર, ફહીમનને સમજાવવા ભલામણ.

**પ્રવેશ ૬ ઠો**—શોક સાગરે ડુબેલી મ્હેર, ફહીમનથી સમજાવટ, પાછળથી જહાંગીરનું આવવું, સમજાવટ અને છેવટે શાદીની કબુલાત.

**પ્રવેશ ૭ મો**—શાદી અને મ્હેરૂન્નિસા 'નૂરજહાન' તરીકે હવેથી શહેનશાહ બાનુ, છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રો.

**અકબર**.........દીલ્હીનો શહેનશાહ.

**સલીમ**.........અકબરનો શાહાજાદો, પાછળથી શહેનશાહ જહાંગીર

**ફૈજી**...... ......રાજ કવી

**પાસવાન**....... સલીમનો નાદાન દોસ્ત

**આયાસ**.........નુરજહાનનો પિતા

**રમુજ**...........શહેનશાહના દરબારનો રાજમસ્કરો

**પ્રતાપસિંહ** .....મેવાડનો રાણો

**માનસિંહ**.......અકબરનો માનીતો સરદાર તથા સલીમનો મામો

**શેર અફ્ગાન**---એક અમીર પાછળથી બર્દવાનનો સુબો અને મ્હેરનો પતિ

**મ્હેરૂન્નિસા**-- આયાસની દીકરી, પાછળથી નુરજહાન તરીકે શહેનશાહ બાનુ

**રજીયા**-- ફૈજીની કુલટા સ્ત્રી

**ફહીમન**-- એક ફરેબી ઓરત

**રમુજી**— રમુજની સ્ત્રી

**અમીના**— આયાસની સ્ત્રી, મ્હેરની માતા.

**સ્થળ**-દીલ્લી-બર્દવાન અને મેવાડનાં જંગલો.



२८७७०

### શ્રી પરમાત્માને નમઃ

# શ્રી 'નૂરજહાન' નાટકનાં ગાયનો.



## મંગળાચરણ.

**સૂત્રધાર-નટી.**

ઓમ્ ત્રિપુટિ તત્ સત્ પરમાત્મા
નૌતમ નાયક સૌમ્ય સરવદા—ઓમ્૦—
સમાપ્તિ કામો મંગલ માચર (૨)
સ્મરીયે, ધરીયે, સુધ્યાન તારૂં
માંગલિક તારૂ નામ, ઉચારતાં અભિરામ
માંગલિક શુભ કામ, એ-એ-એ—ઓમ્૦—

**નટીઓ—**

ચારૂતા નૌતમ ન્યારી ચીજ
ખૂબી ભરી, મધુસરી, વશી કરી વિદ્યા
શક્તિ સમી મનસીજ—ચારૂતા૦—
સુગંધ જેમ સમીર ખેંચતો, કુમારો પારદ કૂપ
ધ્રુવ કંટક ઉત્તર આકર્ષે, અમર કસ્તુરી ધૂપ
ખેંચતી ત્યમ જન મન ભરી રીઝ-ચારૂતા૦—

કાપુર નીજની ખૂબસુરતીથી, થયો ફકીરથી અમીર
શિરાઝી ઓના કપોલ તલપર, જવા દીધી જાગીર
ફારશી શાયર 'શાહ હાફીઝ'—ચારૂતા૦—

આયાસ—અમીના— ૧

આવ્યો કેવો સખત વખત અહા,
આ રણમાં ગમગીન ફરૂ હું;
પાર લાવ પરવર તું રાહનો,
હાય મુઝાઈ મરૂ હું —કેવો૦—
બીન ખોરાકે બન્યાં બેહાલે
પ્યાસી મરે મુજ પ્યારી —કેવો૦—
લા ઇલાજ નહીં બચવા બારી
રબ લે દાદ હમારી —કેવો૦

પાસવાન—રમુજ— ૨

કેવો સુંદર સીકંદર હું ચંદર સમાન
દેખો દેખો એ બંદર એકંદર હેવાન
દિલબર દૂર શું ખડા, રંગભર ગાઓ રાસડા
સરવર આપ છો બડા, ખરવર ખાઓ ખાસડાં
ઝટપટ ઝટપટ દૂર કર મુખપટ, છટ્ છટ્ છટ્
બેભાન—કેવો૦—

લોંડીઓ—                    ૩

ચાલો ચાલો ચતુર સુજાણુ એ એ એ........
રંગમાં રસીલા રમ્યા કરો
ભ્રમ્યા મરો

મ્હાલો મ્હાલો ચતુર પ્રિય પ્રાણુ—એ........
અંગના અનંગમાં રમ્યા કરો
ભુલ્યા મરો.. ...............ચાલો૦—

રસીલાં ખીલ્યાં જોબનનાં આ ફુલ ખરે
હસીલા ખુશબો ચોપાસ ચિત્ત હર્ષ ભરે
છબીલા રસમસ કસદાર જુઓ રંગી ઝરે
જોર જંગી કરે, સુખ સંગી કરે
એ..........રંગીલા છબીલા સુપાન કરો-ચાલો૦-

જુવાની જલ્દી જાય છે, જણાવતાં નહીં જોર
તે જન નક્કી જાણવાં, ઢંગ વિનાનાં ઢોર
ખરે જાણી ખુબી આપ રાજ રંગ ભીના
લગાવું અત્તર અંગે હું મીઠું મુશ્કેહીના
પ્હેરાવું માલતી સુમાળ નાથ લ્યો નગીના
લિયો ચુંબન આલીંગન મનમોહન ઝુલ્યા કરો
એ એ એ ધુન કામ મસ્તીમાં ઘુમ્યા કરો-ચાલો૦-

રઝીયા-સલીમ-રમુજ—          ૪

આવો આવો છબીલાજી આવો (૨) રસીલાજી
જોર તોર ઇશ્કને ઝમાવો
ઝુંડ ઘોર પાપનું જમાવો-આવો૦-
કામમસ્ત આપ છો આરામ આપનાર યાર
કામ તાપ કોડથી નિવારો નિવારો નિવારો
શોક કાપનાર શુભ કોક કળા કેળવોજી
જાય છે જુવાની લીઓ લ્હાવો
હયાનત હયાનત છે લુચ્ચાઓ
ગેલ કરો, સ્હેલ કરો, લાલ નવા ખેલ કરો (૨)
ઈશ્ક ઈશ્ક આવો ઉડાવો—આવો૦—

સલીમ--          ૫

સાર ખરે સાર સાર આલમમાં યાર
ખૂમારી દાર ખુબ સુરત છે નાર નાર
સૂરત છે નાર મીઠી સુરત છે નાર મીઠી
નુરત છે નાર દિલદાર દાર દાર-સાર૦
ચટક ચટક વાહ ચાલ આવે ચાલતી
મટક મટક નેન માર માર માર-(અહો)
લટક લટક આવે કમ્મર લચકાવતી

ખટક ખટક ખુશ કાર કાર કાર (વાહ)
નાજુક બદન સાથ બદન મિલાવનાર (૨)
રસ બસ રસમાં ભારે ભીંજાવનાર—સાર૦

મ્હેરૂન્નિસા— ૬

આવી મારી ઝુંપડીમાં આજ મારા વ્હાલા
પાવન કીજે મારા રાજ
ધરે આપ વિણુ કોણુ દિલ દાઝ મારા વ્હાલા
કરશો મને ના નારાજ—આવી૦
નથી આસન રૂડુ પ્રભુ બેસાડવા
નથી ષડ્રસ ભોજન જમાડવા
મારો સ્વીકારો રોટલોને છાશ મારા વ્હાલા—આવી૦

મ્હેર— ૭

શું ચિત્તહર સુખકર પ્રિયકર મુદ્દભર મોહન મારા જાય
શું મોહન મારા જાય (૨)
દિલડું દર્દે દુઃખાય અરેરે હાય અરેરે હાય—શું૦
ઉડી જાઓ કયાં પ્રેમી પોપટ મેના આ મુઝાય
ઉભા રહો અલબેલા છેલા ઘેલા આમ થવાય
ન થવાય ન જવાય ન રહેવાય ન સ્હેવાય
આ વિરહ વેદના વસમી શે વેઠાય
શું ગયા ગયા ! હા ગયા ગયા ! નહી રહ્યા રહ્યા !
લાગી તન મનમાં લ્હાય—શું૦

કંચનીઓ— ૮

મધુ પી લ્યો રંગીલા છબીલા રસીલા મારા વ્હાલા
તલસાવો નાહિ લાલા —મધુ૦
પીલ્યોને સુખકારી ગુણકારી ખુશકારી
દીલહારી નાથ કાલા (૨) મધુ૦
લાવો લાવો, એજી હાંહાં
લ્યો લ્હાવો, એજી વાહ્ વાહ્
લટકાળા ચટકાળા રઢીઆળા લાલ લાલા
તલસાવો૦—(૨) મધુ૦

મ્હેર— ૯

અજબ કટારી ઇશ્કની ખરી ઇલમ ભરી
સુખો કરી દુઃખો હરી અજબ ગજબ ભરી—અજબ,
ગુલ ફુલ તુલ નરમ ને; નાજુક નફાની કોમળી
વળી સખત તે વજ્રથી, તેજ ધાર કાતીલ ભરી
કટારી ન્યારી શું અહો છટી છટા ભરી—અજબ૦
અન્ય કટારો જખમ કેરાં, ઔષધ મલમ અનેક છે
ઇશ્ક કટારી જખ્મ કેરૂં, ઔષધ એકજ એક છે
'મ્હેર' મારનાર ના મળે જવું મરી—અજબ૦

મ્હેર હાશી— ૧૦

પ્યારી હાં, ધીરી થા એ પ્રેમાળ પ્યારી હાં
જાની જીગર સાથે જોડી વરશી રહી પ્રીતિઝડી
આનંદની આજે ઘડી—પ્યારી૦
શાણી સહીયર આવો જલદી
અહિયાં તો કાંઇ જાદુ જણાયે
આશક જાદુની ઇલમી જુવતી
કબજે તુજથી તુરત કરાયે
જો પ્રમ મંત્ર પ્રેમે જપી
આશક જાદુ જીતી લઈ,
ખુશી ખુમારીમાં જોને ખડી—પ્યારી૦

મ્હેર હાશી— ૧૧

ચાલો ચાલો ચિતહારીણી
સુખકારીણી દુઃખહારીણી પ્રિય તારૂણી શુભચારણી
ગોર ગુલાબી ગાલોવાળી
કઠણ કુચ અતિ ઉન્નતવાળી
કૃશોદરી શું કટી પાતળી
રમણી મારી ધન્ય રૂપાળી
નમણું રૂડું નાક છે, અણી બાળી શી આંખ છે,
નિતંબ પુષ્ટ વિશાળી, કામણગારીણી —ચાલો૦

મ્હેર— ૧૨

વાહ્ ફતેહ ફતેહે ફુલાવી, આજ મારે આનંદ ઘડી આવી
આજ મારે આનંદ ઘડી આવી
કળી વ્હાલે વસંતે ખીલાવી—વાહ
મે' વરસ્યો મોતી તણો, ઉગ્યો સોનાનો સૂર
ઘર બેઠાં અમૃત મળ્યું, ભાગ્યકળા ભરપુર
શાણે સ્નેહ તણી ધારા સરાવી
હું વેલી અકેલી નમેલી ને
આપ તરૂ સાથ માંહિ લાલે લગાવી—વાહ૦

રમુજ-રમુજી-ચોર— ૧૩

મારો મારો મારો એ છે લુચ્ચો ને ઠગારો
નહિ હું તો છું બિચારો
વાહ્ વાહ્ વાહ્ વાહ્ વાહ્ વાહ્—મારો૦
લે લેતોજા, ફળ ખાતો જા (૨)
કો મારો શો છે વાંક, મારી નાંખ્યો ઓ બાપ(૨)
લુચ્ચા તું હરામખોર, ઉતારૂં હું તારો દોર
કાઢી નાખુ જોર
ભુલ્યો હું માબાપ, કરો મારો ગુન્હો માફ
કરૂં પાંશરો દોર
ખાડો ખોદે જે તેજ પડે, કી લાં પાપો આવી નડે
હાહાહાહાહાહા, હીહીહીહીહીહી ઉહુહુહુહુહુ—મારો૦

સલીમ- ૧૪

કોઇ મારી મહેરૂન્નિસાને મીલાવી દે
મીઠીને મીલાવી પ્યાર પ્યાલી પીલાવી દે
હીરા મોતી હેમ જવાહીર, આપું માલ અપાર
મોંઢે માગ્યું દઇને કાઢું, દળદર દરીઆપાર- કોઇ૦
નાજુક નાજની એ મૃગનેની, ચ્હેરો ચાંદ સમાન
સલીમ કેરાં ચકોર ચિત્તને, તેનું લાગ્યુ તાન—કોઇ૦
ગુલાબના ગુલ સરખી સુરખી, ભુરકી ભવાની માંહિ
બુલબુલ બાળા ફુલ આલમમાં, એસમ બીજી નાહિ
—કોઇ૦

મ્હેર—દાસી— ૧૫

ઓ મેઘ મહા સુખદાઇરે
વરસ વરસ ઝટ હરષ હરષ કર
જામી ઘટા ઘટ છાઇરે— ઓ મેઘ૦—
ચાતકી તરશી આવી તલપતી
ચાહી તુને ચિત્ત માંહિરે—ઓ મેઘ૦—
તુજ વીણુ અન્ય ન પાણી પીતી
સમજ સર્વ મન માંહિરે—ઓ મેઘ૦—

મ્હેર—સલીમ—　　　　　૧૬

હું જાઉંછું (૨) જીગરજાન ઓ સુજાન.
પ્રીતમ પ્રીતિ નીભાવજો ન્યારી
હાહા મીઠી મધુરી મારી
પ્રાર્થના એ પ્યારા પ્યારી
લેજો અંતરમાંહિ ઉતારો
ક્યારે મળો ફરી ભેટ ભાવે ભરી
જલ્દી જાની પરી બંદગી હું કરી–હું જાઉં૦—

ટેબ્લો.

# અંક બીજો.

રજીયા—　　　　　　　　૧૭

જો દિલ આ દહે વ્હાલી વ્હાલમ વિણુ વિરહે
સતાવે રીબાવે મુઝાવે બહુ—દિલ૦—
ચકોરી ચંદ્રકાજ કાજ તજી ઝુરી મરે
પુકાર ક્રોડવાર મોર મેઘમાટ કરે
ન સ્વામિ ચંદ્ર, તોય, અર્જકાન આપ ધરે
બની બેભાન ભુલી ભાન ભલે હાસી મરે
આવો આવોને, ના સતાવોને, ના રીબાવોને-દિલ૦-

રજીયા—સલીમ—　　　　　　૧૮

રસીલી રંભા રંગમાં રીઝાવો સલુણી
રંગમાં રીઝાવો છબીલી સલુણી પ્યારી૦—
મદન અગનથી બદન બળે આ
વદન ચતુર ચિત્ત ચ્હાતું જી
ધડક ધડક મમ હૃદય ઉછળતું
થડક થડક દિલ થાતું જી—રસીલી૦—
અરસપરસ રસબસ લૈ લ્હાવો
પ્રિત ગોઠડી રમશું જી
મદન મસ્તીનું જોર જમાવી
પ્રેમ બગીચે ભમશું જી—રસીલી૦—

રમુજ—  ૧૯

હું ખેલાડી બ્હાદુર બંકો, ઘણો છકકો ઘણો પકકો
હું જગમાં વગડાવું ડંકો, ઘણો અકો ઘણો પકો
હું સીધો સાદો છું જેવો તેવો હું નટખટ મસ્તાનો
રણુજંગી હું, બહુરંગી હું, ઉમંગી હું, ના રહું છાનો
હું ધારૂં દિલે, તે આવી મીલે, બ્હેકાવું કંઈ, મ્હેકાવું કંઈ
અંતર મંતર જંતર તંતર સૌ સમજુછું વાહ્ વાહ્
વાહ—હું૦—

રમુજ—રમુજી—  ૨૦

કેવું કીધું કામ, કેવી ભીડી હામ, કેવા પડાવ્યા છે દામ
દામ (૨)
દામને દમામને સુનામને તમામ (૨)
મીઠી મીઠી વાતે, જુક્તિ યુક્તિ સાથે
કેવા બનાવ્યા છે આમ આમ—કેવું૦—
મારી મીઠી મ્હેતાબ સુરત મોહ ભરી (૨)
કારી કાતિલ કટારી તું મારતી
પ્રેમી પોપટજી, પ્યારા પ્રિતમજી
મેના રમુજી રીઝાવતી—રસીકજી આ૦—
( હૈયાહાર પ્રાણાધાર નાજુકડી નાની નાર )
( રમુજી જોડ જામી રમુજ ભરથાર )—કેવું૦—

મ્હેર— ૨૧

ધયો પરવશ આ પ્રાણુ પ્રાણુ ચોરી ગયા ચિત્ત
પ્રાણુ ચોરી ગયા ચિત્ત (૨) ઉભરાય ઉર પ્રીત
વાધતી જતી ખચીત હવે નેક પ્રીત નીત–થયો૦—

જીગર જમીને જ્ઞાન જોઇ, પડયું પ્રેમનું બીજ
મોહન તુજ મોટાઇની, કયારી બની ભીનીજ
હવે તારૂ પ્રીતિ નીર પ્રાણુ ક્યારે મળે
ઝુંડ જામી રૂડું ઝાડ ફુલ કયારે ફળે
કંથ કયારે મળે ઇચ્છીત—થયો૦—

મ્હેર–સલીમ— ૨૨

મનહરણી રસભરણી તારી સુરત સુંદર રહી ઉરમાં વશી
લટકાળી ચટકાળી લાગી તાલાવેલી તન રહ્યું તલસી

માયા લગાડી વદો છો શું આવું
પાદપંકજ પ્રીતેથી પખાળું
પ્રીતની સાડીનો પંખો બનાવું
હેતે સ્વામિજી વિંઝાવું—

વિનોદ વાતે વળાવું, પ્રાણુ પ્રણયનો સ્વાદ જણાવું
પ્રેમ ભયુ ભાણું, ઉહુંનું અથાણું
ઝીણી ઝીણી ચીમટી, ચટાકો પ્રમાણું
અધર અમૃત સ્નેહ શાક તો સવાદીયાં

મળશે દેવાંશી એ લગ્નની પ્રસાદીમાં
પણ નીતિ તોરણ તે તોડીએ ન આદિમાં
સત્ય સર્વ સમજ્યો હું શાણી સમશ્યામાં—મનહરણી

કંચનીઓ--                    ૨૩

મેં લાગુ તોરે પૈયાં (૨)
ઓ સયાં સાવરીયાં સેંજરીયાં—મેં૦
વો છેલા સાવરીયાં વો બતીયાં-મેં૦
તીતકટ નગધીન તુમ કટ કીડાન
તધીન તીતીકટધા (૨)          મે૦
આવત નાહિ મોરે આંગણવા
માનત નાહિ તોરે સાવરીયાં
તીતકટ નગધીન તુમકટ કીડાન
તધીન તીતીકટધા (૨)—મેં૦

મ્હેર—શેર અફગાન--          ૨૪

આતો વસ્તી ન વગડો રસીક શાને રગડો
થઇ શાણા ભુલો કેમ ભાન
ગઈ ચાલી કયાં શુદ્ધ ને સાન
નાના નાહક કરો ના હેરાન—છબીલા પ્યારા૦—
પડયો પ્રીતિનો વાસ ત્યાં શું રસ્તો આવાસ

મારૂં ભોળી ભમાવ્યું તેં ભાન
પાતાં પીને પ્રીતિ રસ પાન
સુખ જેમાં છે સ્વર્ગ સમાન—રસીલી પ્રિયા૦—
અજબ ગજબ છે પ્રીતમાં, એક તાન ને ધ્યાન
મધુકર મધુ લેવા મરે, કમળ ન દેસન્માન
સમય સમજ જો ચિત્ત લહે, પાકું ફળ લઇ ખાય
કાચું ગ્રહે અધીરીયો, મરે ન માંદો થાય—

મ્હેર—શેર—                    ૨૫

શાણી સુણો પ્રીતિની રીતિ બતાવું
શુદ્ધ પ્રેમ પંથીની ગ્રંથી ગુંથાવું
ભરી ઉમળકા જળ, પાદ થાય નિર્મળ
કરી પાલવ શીયળ, ધુન ચંદન ગુણીયલ
અંતર પ્રીતિ આસન ઢાળી થાળ વનીતા વિનયની પાસ
ગણો આ પ્રીતિ નીતિ કે વિલાસ--શાણી૦—

× × × × × × ×

આવ લાડુ રઢીયાળા ધરીશું
રંજન અંજન એકાંતે કરીશું
વિહાર તાંબુલ પરસ્પર જમીશું
રંગે રસબસની બાજી રમીશું
પ્રીતિ કે નીતિ સાચી આ રીતિ
હેત હીંડાળે હરખે હીંચીશું—શાણી૦—

૨—શેર—                ૨૬

સુંઘ્યા વિનાનું ખીલેલું આ ફુલ (૨)
એ ફુલ સાટે જીવન આ ડૂલ (૨)
લ્યો આ........વાહ (૩)—સુંઘ્યા૦—
વીણુ વીંધ્યું મોતી, વ્હાલી વાટો જોતી—આ—
મીઠુ મધ આ ચાખો, પયમાં અમૃત નાંખો—આ—
મીઠાં મધુરાં શાં વચન રસાલાં આ—સુંઘ્યા૦—

છાનરીઆ—                ૨૭

ગોરી તાનાં ન મારો ચલે જાયેંગે (૨)
ગઇતી બજરીયા, લે આઈ હલદી
મેરે બાલે જોબન વાપે, છાઇ જરદી—ગોરી૦—
ખુદાને દીલ યે દીયા વ્હેજતે વફાકે લીયે
મીલીહય આંખતો દીદાર દીલ રૂબાકે લીયે
સબાબ કયું ન સહેં જાન, મુફ્તીલાકે લીયે
બસ અબ સંભાલીયે દીલકો જરા ખુદાકે લીયે-ગોરી૦-

# અંક ત્રીજો.

મ્હેર-સાહેલીઓ— ૨૮

રંગીલી રસીલી છબીલી શરમીલી

પ્યારી છો અલબેલી (૨) રંગીલી૦—

જાઓજી નહિં સતાવો-જાઓ૦—

પ્યારી લટક મટક શું ચાલ રસીલી રઢીઆલી

જાઓના બનાવો સખી, શાને શરમાવો સખી

ઊરપૂર ઉભરાતું ચાલ્યું આ વ્હાલી- રંગીલી૦—

મ્હેર-સાહેલીઓ— ૨૯

સખી કેમ ગાભરી, બની બ્હાવરી

અમને આમ જણાય

વિરંગ રંગે, નવલ તરંગે

અલબેલી નવજોબન ઝોલા ખાય—સખી૦—

રસવેલી વેલી નવેલી અમથી શું શરમાય

ચબાવલી શા ચાળા

વાહ્ ઢંગ ઢાળા, ઓર આ તોર ભણાય-સખી૦-

મ્હેર-શેર— ૩૦

ગોરી નયનેં ભર્યું જાદુ ભારી

કારી કામણ કટારી મારી— ગોરી૦—

મનહર સુખકર, વાહરે વાહરે રસભર
દિલહર પ્રિયકર, વારી જાઉં દિલબર—ગોરી૦—
પ્રેમ મુરતી દિવ્ય સુરતી, ધન્ય સ્ફુરતી બલિહારી
જુક્ત સારી વાતો ન્યારી, વેગે વશ વરતાવાવાળી-ગોરી.

વારાંગના— ૩૧

ધીમો ધીમો ચાલ ચાલરે ભાખરના ભોમીયારે-
સુવર સુતો નીંદમેં, પુરન પોડા લેત;
ઉઠ સુવરીયા નીંદમેંસે, તારી ફોજ હીલોલા લેત-ધીમો૦—
ગીરિ ધરા સઉ ઘેરીયાં, બનમેં નહીં બીસરામ;
કહે શેર જાવું કિહાં, ઉગરવા અણુહામ-ચાલરે૦—

સક્ષીમ— ૩૨

મન મારૂ ભમે, ચગડોળે ચઢયું
ન કાંઇ સુઝે, ન કાંઇ રૂચે
નથી ગમતુ રહે ચોદિશા રમતું-મન૦—
કરે હાસ્ય કાગ, દુર્દુર જ્યાં પ્રાણ હરે
પ્રસુતા પીડ કહો, વાંઝણી શું દીલ ધરે
ન દાઝ અન્ય તણી કોઈ ઉર આપ ધરે
સકળ સૃષ્ટી મહીં સ્વાર્થ રહ્યા વ્યાપી ખરે
આપરંગે ઉમંગે ઉછરંગે સઉ ભમતું-મન૦—

મ્હેર— ૩૩

રમતાં પ્રેમ સરોવર પાળે અમે હંસ ને હંસીણી
પાપીએ આવી વિખુટાં કર્યાંરે
ઉત્તમ મોતી ચારો ચરતાં
નીર તજી પય પાન કરતાં
પળપળ પ્રેમ વિષે પરવરતાં
યુગલ નયન એ દેખી ઠરતાં
એ સુખ દંપતી કેરાં પાપીએ હર્યાંરે–રમતાં૦—
મરણ સમે પળ પાસે આવી
નાથ નિરંજન ધુન લગાવી
સમય તણી બલિહારી ગાવી
ઘટીત સુરીત નીત સતી આવી
પણ પાપ પુરવનાં દંપતિ વિયોગી ઠર્યાંરે–રમતાં૦—

મ્હેર-જહાંગીર— ૩૪

ચારૂ ચતુરંગી ચિત્ત કેરી કીધી ચોરી
છાના શરમાવો ના છચોક શી શીરજોરી—
બળતાને શું બાળવું, ભૂખ્યાને નહીં ભીખ;
આંગણ માગણ આવતાં, આદર નહીં અતીથ.
ગોરી ગુણવંતી છબી કાળજડે રહી કોરી—

નૃપ નારી ને વેલડી, ત્રણેયની એ રીત;
વિણુ સાથી ન ટકી શકે, કરે પરાણે પ્રીત;
તાંતી તાંત તુટેલી દોરી દિલ દોરી—

બધા— ૩૫

અમન ચમન આનંદ લીલા લ્હેર થઈ રહી,
ગમગિની ગઈ, આબાદી થઇ, બરબાદી ચાલી વહી;
માલિક મ્હેરે, કિસ્મત લ્હેરે
શેરની મ્હેર થઈ નૂરેજહાન્
શુક્ર ખુદા કરૂં શાં ગુણુગાન
મંગલ નામ—પૂરણુ કામ—
શાંતિ સદા સુખ આપ વિરામ—

